# ગઝલમાં કાફિયા-વ્યવસ્થાનો દેસીહિસાબ

કોઈપણ પ્રકારની શાસ્ત્રીય ચર્ચા વગર

અમૃત ‘ઘાયલ’ની ૧૨ ગઝલના મતલા દ્વારા

- ઉદય શાહ

ગઝલમાં પ્રયુક્ત બધા જ કાફિયામાં ઓછામાં ઓછો એક અંત્યાક્ષર એકસરખો હોવો જોઇએ અને એના પહેલાના અક્ષરનો ફક્ત સ્વર એકસરખો હોવો જોઇએ. જો એકસરખા અંત્યાક્ષરો પહેલાનો અક્ષર જોડાક્ષર અથવા અકારાંત લખાતો હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતો અક્ષર હોય તો એ પણ બધા જ કાફિયામાં એકસરખો જ હોવો જોઇએ અને એના પહેલાના અક્ષરનો ફક્ત સ્વર એકસરખો હોવો જોઇએ. જે કાફિયામાં એકસરખા અંત્યાક્ષરો ન હોય પરંતુ અંત્યાક્ષરોનો ફક્ત સ્વર જ એકસરખો હોય એવા સ્વરાંત કાફિયામાં અકારાંત કાફિયા વર્જિત છે. ગુજરાતી ગઝલમાં રદીફ-કાફિયામાં અનુનાસિક અનુસ્વારની છૂટ સ્વીકાર્ય ગણવામાં આવી છે.

ગઝલમાં કાફિયા-વ્યવસ્થાના ઉપરોક્ત દેસીહિસાબને સમજવા માટે ઉદાહરણો પ્રસ્તુત છે.

## (A)

“ગઝલમાં પ્રયુક્ત બધા જ કાફિયામાં ઓછામાં ઓછો એક અંત્યાક્ષર એકસરખો હોવો જોઇએ અને એના પહેલાના અક્ષરનો ફક્ત સ્વર એકસરખો હોવો જોઇએ.”

(૧)

બીજ થોડાં દઉં છું વેરી જ્યાં ચરણ ખોડું છું હું,

વૃક્ષ થાશે કે નહીં ઈશ્વર ઉપર છોડું છું હું.

- અમૃત ‘ઘાયલ’

(આઠોં જામ ખુમારી’, પૃષ્ઠ ક્રમાંક ૪૨૩)

કાફિયા : ખોડું – છોડું

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર ‘ડું’ એકસરખો હોવો જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર ‘ઓ’ એકસરખો હોવો જોઈએ.

(૨)
બોધ શ્રોતાને ગળે ના ઊતરે,
બોલ એમાં સંત સાધુ શું કરે!
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૮૬૪)
કાફિયા : ઊતરે – કરે

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'રે' એકસરખો હોવો જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર 'અ' એકસરખો હોવો જોઈએ.

(3)
હવે ક્યાં રહ્યું છે જરી વાર જેવું,
અસુખ થઈ ગયું છે લગાતાર જેવું.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૫૩૬)
કાફિયા : વાર – લગાતાર

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'ર' એકસરખો હોવો જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર 'આ' એકસરખો હોવો જોઈએ.

(૪)
જ્યાં દુઃખ નથી કે રંજ નથી કોઈ ગમ નથી,
જન્નત એ દોસ્ત લેશ જહન્નમથી કમ નથી.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૮૪૦)
કાફિયા : ગમ – કમ

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અંત્યાક્ષર 'મ' એકસરખો હોવો જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર 'અ' એકસરખો હોવો જોઈએ.

## (B)

"જો એકસરખા અંત્યાક્ષરો પહેલાનો અક્ષર જોડાક્ષર અથવા અકારાંત લખાતો હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતો અક્ષર હોય તો એ પણ બધા જ કાફિયામાં એકસરખો જ હોવો જોઇએ અને એના પહેલાના અક્ષરનો ફક્ત સ્વર એકસરખો હોવો જોઇએ."

(૫)
એવી જ છે ઇચ્છા તો મેં આ ઘૂંટ ભર્યો, લે!
છોડ્યો જ હતો કિન્તુ ફરી મીઠો કર્યો, લે!
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૧૫)
કાફિયા : ભર્યો – કર્યો

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં જોડાક્ષર 'ર્' સહિત અંત્યાક્ષર 'યો' એટલે કે અંત્યાક્ષર 'ર્યો' એકસરખો હોવો જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર 'અ' એકસરખો હોવો જોઈએ. 'ભર્યો' અથવા 'કર્યો' કાફિયા સાથે લખ્યો, વધ્યો, ગમ્યો, હસ્યો વગેરે જેવા કાફિયા અયોગ્ય ગણાય છે કે જેમાં જોડાક્ષર અલગઅલગ હોય.

(૬)
અમને કહ્યું નજરનું કરતાં ય આવડે છે,
જીવતાં ય આવડે છે મરતાં ય આવડે છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૪૨)
કાફિયા : કરતાં – મરતાં
કાફિયાનો ઉચ્ચાર : કર્તાં – મર્તાં

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અકારાંત લખાતો હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતો છેલ્લેથી બીજો અક્ષર 'ર' સહિત અંત્યાક્ષર 'તાં' એટલે કે અંત્યાક્ષરો 'રતાં' એકસરખા હોવા જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર 'અ' એકસરખો હોવો જોઈએ. 'કરતાં' અથવા 'મરતાં' કાફિયા સાથે ઘડતાં, હસતાં, લખતાં, ભમતાં વગેરે જેવા કાફિયા અયોગ્ય ગણાય છે કે જેમાં અકારાંત લખાતો હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતો અક્ષર (અહીં છેલ્લેથી બીજો અક્ષર) અલગઅલગ હોય.

(૭)
શબ્દને તોડ્યો છે મેં ફોડ્યો છે,
તોડીફોડી યથેચ્છ જોડ્યો છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૭૧૧)
કાફિયા : ફોડ્યો – જોડ્યો

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં જોડાક્ષર 'ડ્' સહિત અંત્યાક્ષર 'યો' એટલે કે અંત્યાક્ષર 'ડ્યો' એકસરખો હોવો જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર 'ઓ' એકસરખો હોવો જોઈએ. 'ફોડ્યો' અથવા 'જોડ્યો' કાફિયા સાથે ટોક્યો, જોખ્યો, બોલ્યો, રોપ્યો વગેરે જેવા કાફિયા અયોગ્ય ગણાય છે કે જેમાં જોડાક્ષર અલગઅલગ હોય.

(૮)
નથી એ પામવું સ્હેલું, તથા ઘડવું નથી સ્હેલું,
નથી સ્હેલું અહીં દિલ ગમસભર જડવું નથી સ્હેલું.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૮૨૯)
કાફિયા : ઘડવું – જડવું
કાફિયાનો ઉચ્ચાર : ઘડ્વું – જડ્વું

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં અકારાંત લખાતો હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતો છેલ્લેથી બીજો અક્ષર 'ડ' સહિત અંત્યાક્ષર 'વું' એટલે કે અંત્યાક્ષરો 'ડવું' એકસરખા હોવા જોઈએ અને એના પહેલાના અક્ષરનો સ્વર 'અ' એકસરખો હોવો જોઈએ. 'ઘડવું' અથવા 'જડવું' કાફિયા સાથે કરવું, હસવું, લખવું, ભમવું વગેરે જેવા કાફિયા અયોગ્ય ગણાય છે કે જેમાં અકારાંત લખાતો હોવા છતાં જોડાક્ષરની માફક હલન્તોચ્ચાર ધરાવતો અક્ષર (અહીં છેલ્લેથી બીજો અક્ષર) અલગઅલગ હોય.

## (C)

"જે કાફિયામાં એકસરખા અંત્યાક્ષરો ન હોય પરંતુ અંત્યાક્ષરોનો ફક્ત સ્વર જ એકસરખો હોય એવા સ્વરાંત કાફિયામાં અકારાંત કાફિયા વર્જિત છે."

(૯)
હતા આદમી તે છતા થઈ ગયા,
છતા ના થયા તે ખુદા થઈ ગયા.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૮૧૧)
કાફિયા : છતા – ખુદા

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં ફક્ત અંત્યાક્ષરનો સ્વર 'આ' જ એકસરખો હોવો જોઈએ.

(૧૦)
દોસ્તો જિંદગી છે, ઘડી બે ઘડી,
હો દુઃખી કે સુખી છે, ઘડી બે ઘડી.
- અમૃત 'ઘાયલ'
(આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૮૬૮)
કાફિયા : જિંદગી – સુખી

ઉપરોક્ત ગઝલના બધા જ કાફિયામાં ફક્ત અંત્યાક્ષરનો સ્વર 'ઈ' જ એકસરખો હોવો જોઈએ.

(સ્વરાંત કાફિયામાં અકારાંત સિવાયના એટલે કે આકારાંત, ઈકારાંત, ઉંકારાંત, એકારાંત અને ઓકારાંત કાફિયા લઈ શકાય.)

## (D)

"ગુજરાતી ગઝલમાં રદીફ-કાફિયામાં અનુનાસિક અનુસ્વારની છૂટ સ્વીકાર્ય ગણવામાં આવી છે."

(અનુસ્વારની છૂટ લેવામાં આવી હોય એ અક્ષરોને રેખાંકિત કરીને દર્શાવ્યા છે.)

(૧૧)
તિમિર હું તેજ ફેંકીને હણું છું,
ઉષાકર છું, કહ્યું કોણે અણુ છું
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૧૮૩)
કાફિયા : હણું – અણુ
(એકસરખા અંત્યાક્ષરમાં અનુનાસિક અનુસ્વારની છૂટ)

(૧૨)
આમ મંદિર બહુ જ ખાસું છે,
પણ શિખર મનનું સ્હેજ ત્રાંસું છે.
- અમૃત 'ઘાયલ'
('આઠોં જામ ખુમારી', પૃષ્ઠ ક્રમાંક ૪૯૦)
કાફિયા : ખાસું – ત્રાંસું
(એકસરખા અંત્યાક્ષર પહેલાના એકસરખા સ્વરવાળા અક્ષરમાં અનુનાસિક અનુસ્વારની છૂટ)

ગઝલમાં કાફિયા-વ્યવસ્થાની વિસ્તૃત અને શાસ્ત્રોક્ત ચર્ચા માટે મારા પુસ્તક 'ગુજરાતી ગઝલનું કાફિયાશાસ્ત્ર'નો અભ્યાસ કરવો રહ્યો.


## ઉદય શાહ

૧૧૫/એ, ધર્મિન નગર, કબીલપોર, નવસારી – ૩૯૬૪૨૪, ગુજરાત – ભારત.

(મો) ૯૪૨૮૮૮૨૬૩૨

**Website : https://sites.google.com/site/udayshahghazal/**
**Youtube Link : https://www.youtube.com/user/udaysshah10/videos**